વતનનાં બાળકોને દીપોત્સવીની ભેટ.

# રસ-ગીતો.

બટુ ઉમરવાડિયા.

અર્થસાધક સૃષ્ટિથી ઘણે ઘણે દૂર, કોઈક કૂજનવતી ભૂમિમાં જીવન વસંતખંડે આ ગીતમાળા રચાઈ. પ્રત્યેક વાંચકના જીવનમાં એવી વસંત ઉગી હોય છે, એથી ઘણા વાંચકોને આમાં સમભાવ જણાશે—એમની અબોલ ગત-ગાથા એથી પુનઃ ઉકેલાશે. લેખકને એથી વધુ કૃતાર્થતા શી હોય? ને બીજા વાંચકોને, અબોલું ને રસભર માનવ-જીવન છતાંય એ સૌંદર્ય - સંગીતના ભણકાર જેમના જીવન પંથે નહિં ઉગ્યાં હોય, તેમને—અંગુલિ નિર્દેશરૂપી પ્રસ્તાવનાથી ઉંડી અભેદ ગૂઢાના અણઉકેલ્યા ભાવોની ઝાંખી કરાવવી એ નિરર્થક છે. એમ માની, વિના ઓળખાણ મહાનાં આ હૃદયકુસુમો ગુજરાતને રસભોગે ધરાવું છું.

લેખક.

મેકિન્ન હૉલ ચોપાટી–મુંબાઈ.

ચૈત્રી પૂર્ણિમા ૧૯૭૫

# અંતર-દર્શન.


એક પાંદડી:
સમાધિની સુંદરી:
પ્રેમલુબ્ધ નાવિક:
સ્નેહ—સ્વપ્ન:
વંચિત:
દયામય પ્રભુ:
જગના વિશ્વને આરે આત્મા
મુગ્ધ:
ભિક્ષા:
આમંત્રણ:
અધન્ય અંત:
અશ્રુનો મુક્તાહાર:
ક્યાં છે એવો દેશ: ?
"સંસાર આ તો ભ્રમ ઝાંખડું છે."
×વિયોગને આધારે આશા પંખી
×પ્રભુનો ઉપકાર
×ગીતમાલા
×વ્હાલાંનો વિશ્વવિહાર
કરૂણ ઉપાલંભ
વિશ્વરાસ
વિદાય !


× આ નિશાનીવાળાં ગીતો મીસીસ બ્રાઉનીંગના સોનેટ્સથી સૂચિત થયેલ છે.

પાનેરની સુન્દરીને

" પ્રિયે ! પાદામ્બુજે,
હંસે ! ત્હારા ઓવારે,
વિધાતે ! ગેબી એ નવ સુતનુ ! આત્મા રસ રૂપે
સમર્પું સેવે જીવન રસભોગી, અનુપમે !
ધનવિભવમાં વિદ્યુત હસેઃ
જલધિજલમાં કો નદી લસેઃ
રૂપે વ્યોમાન્તમાં ઝળહળતી જ્યોતિ ઉડુ વસેઃ
સખિ ! ત્હારી મૂર્તિ હૃદયભવને એમ વિલસે.
હતું જે આનન્દે,
હતું જે શોકાન્તે,
હતું જે જે મ્હારૂં ત્રિવિધ જગતે, રમ્યરસિકે !
સ્વીકારો અર્પું છું પ્રિયતમ ! કૃપાળા પ્રતિપદે.
સ્થિર જગતનું યન્ત્ર બનશેઃ
ગહન નભરંગો ઉપટશેઃ
મહાકાલાબ્ધિમાં અતુલયુગના ઓઘ શમશેઃ
સમાધિમાં ત્હારી સખિ ! મુજ રસેન્દુ ય તપશે. "

## એક પાંદડી.

મ્હારા અંતરના ઉંડા ઉંડાણુની ઉત્કટ ઇચ્છા એ છે કે તે મ્હારી ન થાય. રસના રસીયાને આ ભાવથી આશ્ચર્ય થશે; પ્રણય-પ્રદેશના પ્રવાસીઓ આથી વિસ્મય પામશે, પણ હું સાચું કહું છું કે મ્હારી આ એક તીવ્ર ઇચ્છા છે. કવિઓ કહે છે કે મદનના શાસન સર્વવ્યાપી છે; પણ ના, મ્હારા હૃદયમાં મદન માટે સ્થાન નથી-મ્હારા જીવન-પ્રદેશમાં મદનને સ્થાન નહિ મળે. મ્હારૂં હૃદય તો પુનઃ પુનઃ પૂકારે છે કે તે મ્હારી ન થાવ. વાંચક ! ત્હું સ્નેહયોગી છે કે કામયોગી ? જો ત્હું સ્નેહયોગી હઇશ તો ત્હું યે એમજ પૂકારીશ કે તે ત્હારી ન થાવ. ત્હું જાણે છે ને કે જે સુખ, વૈભવ ને આનંદ આશામાં છે તે તૃપ્તિમાં નથી ? તો મ્હને એ આશામાંજ રહેવા દો.

* *

હું નથી જાણતો કે તે મ્હને ચાહે છે કે નહિ—ને તે જાણવા હું ઇચ્છતો પણ નથી. અરે! પૂજારીનો તે એટલોજ અધિકાર હોઇ શકે કે દેવ-દેવીને પુષ્પમાળ અર્પવી પછી ભલે દેવ-દેવીને એ જાણ ન હોય તોયે શું? અગર નનામી ભેટ મોકલવામાં કેટલો આનંદ આવે છે! હું ઇચ્છું છું કે એને તે જાણ ન હોય કે હું એનો પૂજક છું.

* *

બીજું હું કંઇજ ઇચ્છતો નથી—એનું બસ એક, માત્ર એકજ સ્મરણ મ્હારી પાસ રહે તોયે બસ છે. વાંચક! હું સ્મૃતિભોગી છું. એના નયનોથી જે શાંતિ ઝરે છે, એ શાંતિના સ્મરણનો હું ઉપાસક છું. કોઇ ધન્ય પળે મ્હારા તરફ એ દૃષ્ટિ કરે છે, તે વેળા એના શાંત મુખારવિંદ પર જે ભવ્ય છાયા પથરાય છે—એના સ્મરણનો—એની સ્મૃતિનો હું ઉપાસક છું. હું એટલુંજ ઇચ્છું છું કે મ્હારા જીવન જોડે એ સ્મૃતિને હું ગુંથી લઉં, ને ત્યારે એની અભંગ શાંતિને પણ હું સહી લઇશ.

# સમાધિની સુંદરી.

હું જાણું છું કે મ્હારે ત્હારૂં ગીત ગજાવવાનું છે. હું જાણું છું કે ત્હારા ગાયક રૂપેજ હવાં મ્હારે જીવન વ્યતિત કરવાનું છે; ને છતાંય મ્હને ભય રહે છે કે આ વિયોગનો અંધાર મ્હારૂં ગીત નહિ ફુટવા દે. કોક પળે જ્યારે હૃદયવીનનાં સુર–તાલ હું મિલાવું છું ત્યારે મ્હને પ્રતીત થાય છે કે મ્હારા અધન્ય જીવનનું એ સંગીત પ્રભુના પાદ-કમળે પહોંચશે ને આપણા સંયોગકાજ પ્રાર્થન આદરશે; પણ એવે વિયોગની કાળી આંધી પૂર જોરથી આવે છે, ને મ્હારા અંતરપ્રદેશમાં પ્રવેશી મ્હારા સંગીતને આચ્છાદે છે. ત્યારે મ્હને પ્રતીત થાય છે કે આપણું મિલન સરજાયુંજ નથી—ત્યારે મને લાગે છે કે અનંતતાના એકે કાંઠે આપણું મિલન નહિ થાય. પુષ્પ પેઠે મ્હારૂં ગીત ત્યારે કરમાય છે ને માત્ર ત્હારી સ્મૃતિની મંદ સુરાવટ

ભભભભતી રહી જાય છે. વ્યથાની એ ઘડીએ ઓ કલ્યાણિ-
ની! ત્હારી સ્મૃતિ વર્ષા વરસાવજે, ને મ્હારા શુષ્ક હ્રદયના
ગીતકમળને વિકસાવજે.

× × ×

કોક સમે પ્રચંડ વાયુના કોલાહલ મ્હારે દ્વાર સૂઝાય
છે, ને મ્હને ભય થાય છે કે મ્હારા રસમંદિરનો ધ્વજ
ફરફરતો બંધ પડ્યો હશે: ને હા, દ્વાર ઉઘાડી હું નિહાળું
છું ત્યારે જણાય છે કે રસમંદિરનો રસકળશ અધુરો થયો
છે, ને મંદિરનો ધ્વજ ઉડતો નથી. એવી અકલ્યાણ
ઘડીએ ઓ રસદેવિ! એક પંખિણી સમી ત્હું પધારજે, ને
મ્હારો જીવનધ્વજ પુનઃ ફરકાવજે.

× × ×

રસપૂજન પછી સાંધ્ય પ્રદેશે મંદિરના એક ખૂણામાં
હું બેઠો હોઉં છું, ત્યારે હું જોઉં છું કે આ ક્ષુદ્ર પૂજકની
પ્રાર્થનાઓ પાંખ્યો પ્રસારી ઉડી રહી છે. પ્રભુનો દરબાર
મ્હારી સન્મુખ ઉભો છે, ને મ્હને લાગે છે કે મ્હારી

## સમાધિની સુંદરી.

પ્રાર્થનાઓ હમણાંજ પ્રવેશશે. એવે મંદિરના સૌએ રસ-દિપકો બુઝાય છે. ને મ્હારી સમક્ષ નિરાશાનો ભયંકર અંધકાર પ્રવર્તે છે. એવી કાળઘડીએ ઓ હૃદયરાજ્ઞિ! ત્હારી રાજજ્યોત સમેત ત્હું પધારજે ને મ્હારા જીવનને જ્યોતિના એક અવાચ્ય સાગરમાં ડુબાડજે.

## પ્રેમલુબ્ધ નાવિક

સંધ્યાકાળે મ્હારી એકાંત ગુફાથી મહાન્ અગાધ સાગરમાં મુજ ક્ષુદ્ર નૌકા હંકારતો હું નજરે પડું છું, ત્યારે શંકાસહિત જનપદ પ્રશ્નો પૂછે છે કે હું કોણ છું? આ સંધ્યા પ્રદેશમાં એકાકી વિહરતો હું કોણ છું? અરે! પણ એમને હું શી રીત સમજાવું કે હું ત્હારી માર્ગ પ્રતીક્ષા કરી રહ્યો છું; એમને હું શી રીત કહી શકું કે અભેદ ગગનપટની પાર્યથી મુજપાસ પધારવા ક્યારનું ય ત્હેં પ્રયાણ આરંભ્યું છે, ને ગમીદા આ ચંદ્રિકાની એકાદ કુંપળે આરૂઢ થઇ હમણાંજ મુજ સમક્ષ ત્હું ઉતરશે. અરે! હું એમને શી રીત સમજાવી શકું કે ત્હારાજ દર્શનનો હું અભિલાષી છું—હું એમને શી રીત કહી શકું કે મ્હારો નૌકા-વિહાર હવાં પૂર્ણ થયો છે,...એમની મૂઢતા મ્હને દહે છે, ને તેથી એક યોગી સમો કઠોર શાંતિ ધારી એમની સમક્ષ હું અવાક્ ઉભું છું; ને તુજ પ્રથમ મિલને રહી ગયેલ પુષ્પપાંદડી નીરખું છું—ને કોઇ ન જાણે તેમ મુજ અંતરમાં એની સૌરભ ઝીલું છું.

## સ્નેહ સ્વપ્ન.

જગત્ અંધારના ઓછાડથી ઢંકાયું હતું, ત્યારે મ્હારી નિદ્રામાં ત્હું પધારી, પ્રાતઃકાળે થનાર ત્હારાં દર્શનનું સંગીત મ્હારા સૌ સ્વપ્નોને ગજવી રહ્યું. મધ્યરાત્રી વીતી ગઇ. તોયે પુનઃ મ્હને નિદ્રા ન લાધી—ત્હારા દર્શનના એક ભવ્ય સ્વપ્નામાં મ્હારે જીવનોચ્છ્વાસ ગુંથાતો હતો. રાત્રી વીતી ગઇ, ને પ્રભાતની પ્રફુલ્લતા મ્હારે દ્વાર પધારી. એક ભયભીત પુરુષ પેઠે હું ઉઠ્યો, ને મ્હારાં ગૃહદ્વાર ઉઘાડી ત્હારાં સન્માન અર્થેનાં મ્હારાં જીવન સ્વસ્તિકો દોરવા હું મંડી પડ્યો. મ્હને ભય થયો કે રખે જગત્ નિદ્રા ત્યજી ઉઠે, ને જાણે કે ત્હારા સન્માન કાર્યમાંયે હું વિલંબ કરૂં છું—મ્હને લજ્જા થઇ કે રખે દ્યોદુહિતા ઉષા સાથ ત્હું પધારે, ને અશણગારિત મ્હારે દ્વાર ત્હારે ઉભા રહેવું પડે. કિંતુ મ્હારા સ્વસ્તિકો હવે પૂર્ણ થયા છે—ત્હારા સન્માન અર્થેની સૌ સામગ્રિ મ્હેં સજ્જ કરી છે: ઓ કલ્યાણિની! હવાં મ્હારા હૃદયચોકમાં ત્હું પધાર ને મ્હારાં ક્ષુદ્ર આતિથ્ય સ્વીકાર.

હા, રસના શીલસુંદરો કહે છે તે ખરૂં છે કે દિવ્ય રસના ઝીલન ઝીરૂપનો અહરતાં મ્હને ન આવડ્યું; હા. કોઈક કવિજન કહે છે તે ખરૂં છે કે પ્રભુ અંશાનેજ એ દિવ્ય ઝરણાનું ભાન થાય. હા, એ સૌ ખરૂં હશે: પરંતુ મ્હને તો એકજ વાત સત્ય લાગે છે—મ્હારા હૃદયમાં માત્ર એકજ ઝણુકાર પ્રવર્તી રહ્યો છે, ને તે એ છે કે હું એક વંચિત પુરૂષ છું. મ્હારા હૃદયમાં એવી એક ઘડી હતી જ્યારે મ્હારૂં જીવન માત્ર એનામાંજ ઓતપ્રોત હતું—મ્હારા ઉરસાગરની પ્રત્યેક ઊર્મિ એ ચન્દ્રકલિકાના સ્મિતથી ઉછળી શકતી; પરંતુ તે કાળ હવે વ્યતીત થયો છે. મ્હારા જીવનમાંનું સૌ માધુર્ય કોઈએ સાંભરી લીધું હોય તેમ એક નિર્જન વનસ્થલી સમું તે બની રહ્યું છે. દૂર-સુદૂર પ્રદેશમાં એના પડછાયાના પ્રતિધ્વાનથી જે હૃદય-પાંખડી ખીલી-વિકસી જતી તેજ આજ એના સંગથીયે વિકસવાને અશક્તિમાન છે; જે હૃદયબીન માત્ર એના દૃષ્ટિસંચારથીજ કોઈ અણમૂલા સૂરો બજાવતી તે આજ એની વાણીથી પણ સાદા સૂરો ઉઠાડવા અશક્તિમાન છે.

## દયામય-પ્રભુ.

ઉષા આલેખતાં તે દિન હમો સૌ નીકળ્યા, પરંતુ મ્હારે તો પંથમાંજ મધ્યાહ્ન થયું, ને જોતજોતામાં સંધ્યાયે આથમી; ને છતાંય સૌ કોઇ એ મહાન સરતમાં આગળ ધપ્યા જતું. કેવળ નિર્જીવ જેવો હું ભૂમિપર બેસી પડયો, ને ચેતનહીણો થઈ ચોપાસની વસ્તુસ્થીતિ વીસરી ગયો. પાછળ આવનાર કોઈ સ્નેહીએ મ્હને જાગ્રત કરવા પ્રયત્ન કર્યો, પરંતુ મિથ્યા. મ્હારે જીવન વ્યથા ભરાઇક ઉભરાતી હતી. એવે શાંત રાત્રિની ઓજસભરી વિમલતામાં પક્ષિઓના કિલકિલાટ સાથ ત્હું ઉડતો પધાર્યો, ને મ્હારાં મેલાં ગાત્રોને ખંખેરી, ધીરેથી ત્હેં મ્હને જગાડયો.

"પથિક" ત્હેં મ્હને પૂછ્યું. સારો માનવસમારંભ જ્યારે આગળ વધ્યો જાય છે; આબાલ વૃદ્ધસ્ત્રી સૌ જ્યારે પ્રવૃત્તિ આદરી રહ્યાં છે, ત્યારે શ્રાન્ત થયેલ ત્હું યુવક કોણ છે?

સ્નેહભરી ત્હારી આંખ્યોથી અમીની ઝડીઓ વરસતી હતી; પરંતુ ત્હને કોઇ મેલો જાદુગર ધારી હું તો અબોલજ

રહ્યો. ધીરેથી હેં મ્હારૂં વસ્ત્ર ઉંચક્યું; ને ત્હારો અંતરપટ પર સૃજન સરજાયાં ત્યારની માનવ–પ્રવૃત્તિઓ મ્હેં દીઠી. કાંઇક અધીરો થઇ હેં ત્હને કહ્યું:

“સારી માનવજાતિ અખંડ ને અભંગ સંપૂર્ણતા માટ ધસને છે—હુંય ત્હારો અસ્ખલિત પ્રયાસ શરૂ કરૂં.”

કૌતુકભર્યાં નયને તું નીરખતા હતા; પરંતુ મ્હારી ઉત્કંઠયા એક શબ્દ ન બોલ્યો. મ્હારૂં દારિદ્રય ત્હને ડંખ્યું ને બાળકને હુલાવવા માતા જેમ નવનવા પ્રયત્નો કરે છે તેમ કાંઇક નવિન ઉત્સાહ સાથ હેં મ્હારૂં બીજું અંતરપટ ખોલ્યું, ને ભાવિકાળના મહાસાગરમાં મનુષ્ય પ્રવૃત્તિઓ જન્મતી મ્હેં દીઠી. એ સૌને છેડે એક ઝીણા ઉજ્વલ અંતરપટ હેઠળ, કોઇ પ્રકાશવંતી ભુમિમાં મનુષ્ય જાતિ હર્ષઘેલી થઇ ઘુમતી હતી; ને એ સર્વમાં સંપૂર્ણતાવાળો તું ત્હારી બ્રહ્મબીની બંસી બજાવી રહ્યો હતો. સત્વર હું ઉભો થયો, ને એ અલૌકિક ભુમિ તરફ મ્હેં મ્હારૂં પ્રયાણ આરંભ્યું. ઓ પ્રભો! મ્હારા વિકટ પગથારમાં—મ્હારી જીર્ણ દરિદ્રતામાં એ મંગળદર્શન—એ ઇશ્વરદર્શન સદૈવ મ્હારી સન્મુખ હજો!

## અનંતના વિશ્વને આરે આત્મા.

તે કુંળુ સ્હવાર ન્હોતું જ્યારે આશાને કુણગા ફુટે છે: તે રસવતી રાત્રી ન્હોતી જ્યારે જીવનની મંજરીઓ મ્હોરે છે; તે તો એક પ્રખર મધ્યાહ્નનનો સમય હતો જ્યારે આત્માના સોએ વેલો સૂકાય છે. આકાશે ભયાનક ઉઘાડ હતો, ને પૃથ્વીની પાંખ્યો જાણે બળી–બળી જતી. દિશાઓ વન–કુંજ વિહોણી હતી, ને દૃષ્ટિને યે વિશ્રામનું સ્થાન ન્હોતું. ભાવિ મહાનલેમાં સારૂં સૃજન જાણે સળગતું હોય તેમ દશેદિશથી આતપના ફુંફાડા ફુંકાતા, ને આત્મા ધડકતા.

અનંતતાના એક આરે, આવે કાળ હું ઉભો હતો.

રસાતળના જળ સાગરમાં એક મહાન તોફાન હતું. મણિધર સર્પોની વિષજ્વાળા ઉંચી ઉછળતી, ને ઉંચા ઉડતી પૃથ્વીના અંગે અડી એને કંપાવતી. સૂણાની સૃષ્ટિમાળામાં કાંઇક તોફાન હતું. વાયુની શિતળતા ઓગળતી, ને વાસાના જૂથથી વનિતા પેઠ સંવેગ વહી જતી. ભાગ્યું જળચરોયે ઉછળતાં, ને ભક્ષ્ય–ભૂખ્યાં ભક્ષ્યાર્થે આગળ વધ્યાં જતાં.

કાળના અવાચ્ય મહાસાગરના એક આરે, આમ હું ઉભો હતો.

## મુગ્ધ.

ગુરુજીએ કહ્યું મ્હારે યજ્ઞની વેદી રચવી ને આત્માના યોગ આદરવા. પ્રભાત થતાં, મ્હેં વેદી રચી. ને સમિધ્-સામગ્રિ આણી જીવન-યજ્ઞ આરંભ્યો. એકતાર થઇ હું ગાયત્રિ મંત્ર ભણવા તત્પર થયો; પણ શાથી અજાણે મ્હારાથી લ્હાકુંજર નામ ભણાઇ ગયું !

તે દિન સાંજે જંગલમાં હું ભૂલો પડ્યો. અંતે દૂર-દૂર સીમાઓ વટાવી, વસ્તીના એક પ્રદેશમાં જઇ ચ્હડ્યો. સન્માન આપી, ગ્રામ્ય લોકોએ મ્હારૂં વતન પૂછ્યું. મ્હારા અંતરના પટકૂળે સર્વત્ર મ્હારા વતનનું નામ રંગાયું હતું; ને તોય શાથી મ્હેં લ્હાકુંજર નામ કહી દીધું.

## ભિક્ષા.

પ્રભો ! મ્હારા દેશમાં જ્યારે અંધકારનો કાળો પ્રચાર સર્વત્ર વ્યાપી રહ્યો છે; દશેદિશ જ્યારે આત્મવ્યથાની ને અસહ્ય વેદનાના અસંખ્ય નિશ્વાસોની ધ્રુણી ફૂર્યા કરે છે, ત્યારે ઓ નાથ ! મ્હારા દેશવાસીઓના જીર્ણ વસ્ત્રો ફેંકાવજે; ને આશા-સુખનાં નવાં ચીર અર્પી એમના માનવહૃદયને તું સંતોષજે.

મનુષ્યમાંથી ઓ પ્રભો ! સર્વ ઉન્નત ભાવનાઓ જ્યારે અમેટાઇ છે; પુરૂષમાંથી જ્યારે ઓ પ્રભો ! પૌરૂષ ને વીરત્વ વેરાયું છે, ને માનવહૃદય જ્યારે નિરાશાથી આકુળ-વ્યાકુળ છે, ત્યારે, ઓ નાથ ! આશાના ત્હારા સુવર્ણસંગીતથી એમનો મનોંધકાર વિછોડજે.

મ્હારા દેશમાં ઓ પ્રભો ! જ્યારે અભાગ્યનો પાલવ સર્વત્ર પ્રસરી રહ્યો છે, મ્હારા દેશબંધુઓ જ્યારે ઓ નાથ ! હતાશ થઇ નીચા નમી પડ્યા છે, ને દેશની વનકુંજથી ઓ પ્રભો ! ભૂતગૌરવનો કિલકિલાટ ઉડી ગયો છે, ત્યારે કર્મની કસુંબી ચુંદડી ઓઢાડી મ્હારા દેશને ઓ રાજન ! કોઇક અનેરા આશા-પ્રદેશમાં ઉરાડજે.

## આમંત્રણ.

પિયુ! ત્હારી પુષ્પમાળા ગુંથતી હું ક્યારની અહિં બેઠી છું. માળા પૂર્ણ થઈ છે, ને ત્હારા અંગ સ્પર્શકાજ ઉત્સુક થઈ ઉંચું નીહાળી રહી છે. પુષ્પની પાંદડી-પાંદડીએ વિરહની વેદના દેખાય છે. પિયુ! એ કુંળા પુષ્પકાજ તો પધાર.

તે દિન જે જ્યોતિર્ચક્રમાં તું પધાર્યો, ને મ્હારાં નયનોમાં જે ચેતન તેં આંજ્યાં, એના સ્મરણોના હાર ગુંથતી ત્હારીજ વાટ્ય જોતી: આમ હું ઉભી છું. પ્રત્યેક સ્મરણના અંગે અંગથી ત્હારી પ્રાર્થના કરતા તારકગણના ગીતનું મૃદુ સંગીત બજી રહ્યું છે. ઓ પિયુ! એ સંગીત કાજ તો તું પધાર.

## અખંડ અશ્રુ

કોઈ મોંઘા અમૃતના મંગળકળશ લઈ મ્હારા જીવનના આંગણ હું ઉભી હતી, ત્યારે મ્હને ક્યાંથી જાણ હોય કે હું તો નગરની એક પનીહારી છું. ને મ્હારા જીવન-દ્વાર તો લગીર વિશ્રામ અર્થેજ હું ઉભી હતી. દિનકરની સમીપે રહેલ ચક્રવાક તો એમજ માને છે ના કે દિનકર પોતા કાજ જ ઉગ્યો છે, ને સદાય-અનંતકાળભર તે એમજ ઉગશે ? કૃષ્ણપક્ષના તિમિરપંથને વટાવતો ચન્દ્ર ગગને પધારે છે, ત્યારે પ્રિયતમાના નયનો તો એમજ માને છે ના કે દૂર-સુદૂર પંથમાંયે પ્રિયતમ દ્રષ્ટિએ પડે એ: જ રસદેવ ચન્દ્રને પ્રગટાવે છે ?......પણ ના, સૂર્ય કે ચન્દ્રની ઉપમાવંત હું તો નથી. મ્હારી મોહવૃત્તિના સ્થાનનેય હું તો યોગ્ય નથી. કૃષ્ણપક્ષની કાળી રાત્રીમાં કાળ પુરૂષના ખરૂજથી જે ચિન ારી ઉત્પન્ન થાય, હું તો માત્ર તેવીજ છું. હું શી રીત કહી શકું કે મ્હારા પ્રભાતની હું ઉષા છું-મ્હારા જીવનની હું વિધાતા છું ?-મ્હારા જીવનપ્રભાતનું સર્વસ્વ નીતરૂં લાવણ્ય ત્હારા પાદકમળે મ્હેં સમર્પ્યું હતું, એ દિનોય આજ દૂર

કર્મરૂપ સન્મુખ ખડા થાય છે. ઓ પ્રભો ! એનાં સ્મરણાંયે વહી જજો. સંસારી વડિલ જેમ સુકોમળ કન્યાના દાન યથારૂચિ દઇ દે છે, મ્હારાંયે જીવનનાં ઝરણાં એમજ વહી ગયાં; ને હવે ! એ સ્નેહ વિભૂતિને માત્ર અશ્રુની તર્પણાંજલિ દેવાનુંજ રહ્યું.

## અશ્રુનો મુક્તાહાર.

પ્રાતઃકાળે વસંતનું પ્રથમ પુષ્પ ત્હને સમર્પી શકું એ કાજે મધ્ય રાત્રીએજ હું ઉઠ્યો, ને મ્હારા ગૃહ સમીપના કુસુમોદ્યાનમાં એ નિયત પુષ્પકાજે એક છોડ સમીપ હું ગયો. ગઇકાલેજ એક અર્ધ ખીલ્યું પુષ્પ હું મૂકી ગયો હતો. આશા ભર્યોજ હું ત્યાં જઇ પુગ્યો; ને પ્રભાતના આછા પ્રવાહમાં એ પુષ્પકાજે હાથ લંબાવ્યો; પરંતુ મ્હારા હસ્તના સ્પર્શ માત્રથીજ એની એક બે પાંદડીઓ ખરી પડી હાય! હવાં મ્હારા સૌયે પ્રયત્નો મિથ્યા ગયા. પ્રભાતમાં સૌ પૂજકો ત્હને નવનવા અર્ધ્ય અર્પવા આવશે, ત્યારે મ્હારા દેવને હું શું સમર્પીશ? ગ્લાનિ ને વ્યથામાં, નિરાધાર હું પુષ્પછોડ પાસેજ બેસી પડ્યો; ને મ્હારી સમીપે યે ત્યાં કોઇજ ન્હોતું—માત્ર નિરાશાનો એક ઉચ્છ્વાસ મ્હારી ચોપાસ ફરતો હતો.

શોકની અસહ્ય વેદના સાથેજ હું ઉઠયો, ને પ્રભાત થતાં, ત્હારા મંદીરના એક ખુણામાં લજ્જાન્વિત થઇ હું બેસી ગયો. ત્હારા અગણિત પુજકો નવરંગી પ્રસાદીઓ લઇ આવ્યા. ને ત્હમારા આગમનની વાટય જોઇ રહ્યા ચ ત્હું આવ્યો; પરંતુ અન્ય પુજકોની અમૂલ્ય પ્રસાદીઓ દૃષ્ટિમાંયે ન લેતાં ત્હું મ્હારીજ પાસ પધાર્યો; ને મ્હારી રંક અવસ્થા ઉતારી, ત્હારામાં ત્હેં મ્હને સ્વીકાર્યો. દીન ચ્હેરે ત્યારે મ્હેં પૂછ્યું:

'ઓ નાથ! આ દરિદ્ર–ભિક્ષુકમાં ત્હેં એવું તે શું જોયું કે ત્હારા મંગળ મંદિરમાં ત્હેં આવરી લીધો?'

ત્હું તો અનુત્તર હતો, માત્ર પ્રભાતના મ્હારા અશ્રુનો મુક્તાહાર સૌ કોઇને ત્હું દાખવતો.

## ક્યાં છે એવો દેશ ?

ઋતુક્રમનો એક ગુણ છે કે એક ઋતુ પધારે, ને બીજી ફરી જાય. વસંતની લીલી અટારીએ ગ્રીષ્મના ઓળા પડે, ને વસંત કરમાય. કોઈ કહે છે કે બધીય ઋતુઓનું એવું જ. પણ ના, મ્હારા જીવનબાગમાં તો એવું નથી. મ્હારે દ્વાર તો સૌ ઋતુઓ સાથેજ પધારતી. એનાં અમીઝર લોચનથી જે કાળ દૃષ્ટિ પાંગરતી, ત્યારે હું જાણતો કે મ્હારે વર્ષા બેઠી. એના સૌરભનો પમરાટ કોઈ અણુફિકલ્યા ભાવો દાખવતો ત્યારે હું જોતો કે મ્હારા જીવનમાં વસંત ફૂગી... ક્યાં છે એવો દેશ જ્યાં સૌયે ઋતુઓ સાથેજ પધારે છે ?

## "સંસાર આતો આમ છાબડું છે."

ઉપવનમાં મોગરાનો એક ઝાડ હતો. હું ત્યાં ગયો જ્યારે સંધ્યા, ચન્દ્રીને રૂપામણાં દેતી ઉભી હોય છે. વનની કુંજે કુંજે, ને વૃક્ષની ડાળી ડાળીથી આનંદ વરસતો મ્હારા ગે ઉરના અભિલાષ પ્રગટ્યા, ને વસંતમાં બુલબુલ જ્યમ નયનો મીંચી સરસ દેહને ડોલાવે છે, તેમ પળવાર વનના એ નિર્દોષ હાસ્યથી મ્હારા સંસારિક રસ જાગ્યા. વન સૌરભની શ્વાસમાં પ્રિયતમાના દેહની ઝીણવટ હું તપાસતો હતો. સૃષ્ટિમાં ન દીઠેલ પરિપક્વતા મોગરાના એક પુષ્પ પર હતી. એ પુષ્પે મ્હને કહ્યું:

"રસના ઓ જાણુણહાર! મ્હારો રસ લેશો?" જૂના જોગી સમા માનવજાતિના જુના પ્રશ્નો મ્હારી સન્મુખ ખડા થયા. શું કવિઓ નથી કહેતા કે રસ-ઉપાસકને તો રસની પ્રાર્થના કરવી પડે છે? આ તે કિયો દેશ હતો જ્યાં રસ ઉપાસકને આરાધે છે? પણ આ સૌ હું ભૂલી ગયો, ને ઘડીભર એ પુષ્પથી છંટાતી રસધારા ઝીલવા હું દોડ્યો; પણ ના—એ જોઈને પુષ્પ તો ખડખડાટ હસી પડ્યું—ને એ હાસ્ય પણ પાંખો ફફડાવતું ગગનપર ઉડી રહ્યું. મ્હારા આત્માનું એક દ્વાર ત્યારે ઉઘડ્યું.

## વિયોગના અંધારે આશાપંખી.

મ્હારી મૃત્યુશય્યાપર એક પળથી ત્હેં જણાવ્યું કે સારા જગત્‌ને અજવાળતો સૂર્ય હવાં ત્હારે કાજ નિસ્તેજ જ પ્રગટશે. ઓ હૃદયરાણી! શું એ સત્ય છે? મ્હારા નીરાળા જીવન-મૃત્યુના પ્રશ્નો સાથ ત્હને શું સહેજે સંબંધ છે? એ પળથી ત્હારી વેદના હું કલ્પું છું ત્યારે મૃત્યુના સર્વ સુખ-સ્વપ્નો ત્યજી દઈ, મ્હારો આત્મા જીવનની આ કનિષ્ટ ભૂમિ પ્રવેશવા તત્પર થાય છે. ઓ પ્રણયિની! કદી એ સત્ય હોય તો મ્હારા આ ક્ષુદ્ર જીવનને ત્હું નીરખ, ને ત્હારાં સ્નેહબંધનોથી એને ત્હું ગ્રથી લે. ત્હારે કાજ ઓ પ્રિયતમા! મધુર મૃત્યુને હું વિદાય કરૂં છું, ને સુખકર સ્વર્ગના અમીદર્શનેય પૃથ્વી કાજ ત્યજી દઉં છું. ઓ પ્રિયતમા! એ ત્યાગ ત્હનેજ સમર્પણ હો!

## પ્રભુનો ઉપહાર.

જગત્‌ના કોલાહલથી દૂર–દૂર એક સ્વપ્નસૃષ્ટિમાં હું વસતો હતો. જગત્‌જન જેમ સ્ત્રી–પુરૂષનો સંગ ખોળે છે તેમ હું એ સ્વપ્નોનો સંગ શોધતો; ને એમાંજ આનંદ તો. મુજ શ્રાન્ત હૃદયને હૂલાવવા એ સ્વપ્નો જે સંગીત ગાતાં, એથી મધુતર ગીત સૂણવાની મ્હને આશા કે [illegible]દાયે ન્હોતી. પરંતુ હાય! વર્ષો જતાં મ્હારી એ સ્વપ્ન સૃષ્ટિ તુટી ગઈ; એનું સંગીત–વસ્ત્ર ધીરે ધીરે જગ ની ધુળથી રજોટાતું ગયું; એમની વીણા અનંત કાળભર શાંત થઈ; ને હુંય એમના ઉડતા પડછાયા હેઠળ નિશ્ચેત નિર્જીવ પડયો. એવે કાળ ઓ સુભગ પ્રિયતમા! ત્હારી મંદ માધુરી સુણાવતી આયુષ્યના પડઘા સમી ત્હું પધારી, ને એ સ્વપ્નોને સ્થાનક ત્હું વિરાજી. મ્હારૂં હૃદય પુનઃ જાગ્રત થયું; ને ત્હારા સૌંદર્યગીતમાં ભળી ગયું, ખરેજ! પ્રભુનો એકાદ ઉપહારે મનુષ્યના સર્વ સુંદર તન સ્વપ્નોથી ઉત્કૃષ્ટ છે. એ પ્રભુને, ને એ ઉપહારને મ્હારા સાષ્ટાંગ પ્રણામ હો!

પ્રભાતે જ્યારે દિનચર્યામાં જગત્ પ્રવૃત્ત હોય છે, ત્યારે મુજ કારાગૃહ સમીપ મ્હારૂં અપરિચિતડું, અનન્ય સંગીત સુણનું કોક કોક ઉભું હોય છે. એમને મ્હારા હજારો ધન્યવાદ હો! પ્રખર મધ્યાન્હના અસહ્ય આતપમાંય, જ્યારે માનવસમારંભ સુખ—તરસ્યો ભટકે છે, ત્યારેય મ્હારા દુઃખી જીવિત કાજ નંખાતા કોક કોક નિશ્વાસ હું સુણું છું. એમને મ્હારા સહૃદય અગણ્ય ધન્યવાદ હો?...........

.........પણ હા, એવા સૌનેય હું ધન્યવાદ દઈ શકીશ, પરન્તુ સંધ્યાકાળે જ્યારે રાત્રિના ઘોર અંધાર પડછાયા સર્વત્ર પથરાય છે, ને પ્રકાશનું ક્યાંયે નામ નિશાન પણ નથી હોતું, ત્યારે મ્હારાં દરિદ્ર આંગણે મોંઘાં ગીત ગાની મ્હારા કારાગૃહ દ્વારે તું થંભી જાય છે, ને ત્હારી અમોલી ગીત માધુરી ત્યારે સરી પડે છે. એ કાજ ઓ કલ્યાણિની! ત્હને હું શી રીત ધન્યવાદ દઈ શકું? મુજ દીન હૃદયને ઓ ગીતમાળે! ત્હારાં ગીતથી એ ધન્યવાદ તું ઝીલવજે.

## આત્માઓનો વિશ્વવિહાર.

જગતની રેતીથી દૂર દૂર ગિરિ ગહ્વરો ઓળંગી અન્યોન્ય-ગુંથ્યાં અમે ઉડતાં હતાં. અંતે જ્યારે આત્માની પાંખો સંપૂર્ણ અમે ઉઘાડી, ને પૃથ્વીપાસના ઉંડાણથી એક ભભૂકતી અગ્નિજ્વાલ પક્ષાંતને અડી ત્યારે પ્રિયતમાએ કહ્યું: “ નાથ, હવે ક્યાં જવું ? ” ગગન પ્રતિ મ્હેં દૃષ્ટિ કરી, પરંતુ તેણે કહ્યું: “ ના, નાથ. આપણી આકાંક્ષા પ્રિયકર શાંતિ ત્યાં નહિ નીભે. કદીક સૂર્યસૃષ્ટિની પાર્શ્વથી એકાદ દેવગણનું કોઇ સંપૂર્ણગીતમાધુરિનું સુવર્ણ કંકણ આપણા શાંતિજલમાં પડે, તો સારૂંય એ શાંતિ સરવર ડગમગશે. પ્રિય! ક્ષુદ્ર આ માનવ લોકમાંજ આપણે ને: નિવાસ કરીશું, કે જેથી અર્થસાધક માનવ જાત, બળેલું અભડાતી, ઉચ્ચ આત્માથી દૂર રહેશે. એકાંતે ત્યારે ઓ નાથ! એક દિનમાટેનોય આપણો સંયોગ ત્યારે સચવાશે. દિનાંતે મૃત્યુને અંધારનાં આણાં તો ઉભાંજ છે.

## કરુણ ઉપાલંભ.

તે નિર્જન વનમાં જ્યારે ચોપાસ નીરવ અંધકાર છાયો હતો, જ્યારે કાળા વાદળોની ઘટ છાયા આકાશે છવાઈ હતી, અને જ્યારે ભીષણ ગર્જના સાથે પેલો ક્રૂર સિંહ મ્હારા આ નિર્જન અંગ તરફ વધ્યો જતો હતો, ત્યારે કોઈ વીર સમી પધારી ત્હારા કામ શરથી મ્હારા આ ક્ષુદ્ર દેહને ત્હેં શા સારૂ રક્ષ્યો?—ને ત્યારે ઓ ધનુર્ધારિણી! ત્હેં ત્યારેજ મ્હને શા સારૂ ન કહ્યું કે ત્હું તો પ્રભુપ્રેષિત એક દૂતી છે તેપણ, કોઈ ન સુણે તેમ ત્યારેજ મ્હને શા સારૂ ન કહ્યું કે મ્હારા જીવનાકાશની ત્હું તો માત્ર બીજ છે; ને એ આકાશનું સ્હવાર તો કદીય નિર્માયું નથી.

**

તે દિન પેલા આંબાવાડીએ જ્યારે વૃક્ષો ઉપર ચંદ્રિકા ઉતરતી હતી, જ્યારે કોયલની મંદ શ્રુતાવલિ જગત્ તરફ વળતી હતી, ત્યારે વૃક્ષોની ઘીચ છાયામાં સૂતો સૂતો કોઇ કલ્પિત ચક્રવાકનું રુદન હું સૂણતો હતો. ત્યારે દૂરથી, હા ત્યારે ત્હેં રી ગીત-હલક ઉપડતી હતી ત્યારેજ અરે ત્યારેજ ત્હેં મ્હને શા સારૂ ન કહ્યું કે ત્હારે તો કોઇ અદીઠ કુંજની ગાળાકોયલડી સમ ત્હારે કૂજનજ કરવાનું હતું? મંદ-ધીરા સ્વરે ત્હેં મ્હને શા સારૂ ન કહ્યું કે આ અનામી ગીત માધુરિનેય કાલાવધિ સરજાઇ છે? અરે! ત્યારેજ ત્હેં મ્હને શા સારૂ ન કહ્યું કે આકાશના આ અભેદ ઉંડાણ ચીરી પળ-વિપળકાજ ત્હું અહીં પધારી છે. ને એમાં ત્હારે તો શમી જવાનું છે?

## વિશ્વરાસ.

ત્હારા નગરના રાજમાર્ગ ઉપર સારો માનવસમારંભ જ્યારે પ્રકાશના વ્હેણમાં વહ્યો જતો હતો; જ્યારે પ્રવિણ અગ્રેસરો ત્હારાં અનેકાનેક દ્વાર ખખડાવ્યાં જતાં હતાં ત્યારે એક ન્હાની નીકમાંથી ત્હારો ગીતધ્વનિ સુણાયો; ને એ મલિન પંથમાં મ્હને આકર્ષી ગયો. મ્હને ભય થયો કે મ્હારાં નવનવાં વસ્ત્રાભૂષણો ધુસરવંતા થઇ જશે. મ્હને ખેદ થયો છે મ્હારા અલૌકિક અલંકારોની જગત્‌ને જાણ નહિ થાય. પરંતુ એવે એ મલિન પથમાં ત્હારા ગીતના દીપકો પ્રકટ્યા ને મ્હારો પંથ પ્રકાશની પુણ્યસરિતાથી ભરઇ ગયો. ઓ નાથ! મેં ત્યારેજ જાણ્યું કે પ્રકાશ ને તેજ માટેના મ્હારા સૌ જીવન પ્રયત્નો નિષ્ફળ હતા—મ્હેં ત્યારેજ જાણ્યું કે દરિદ્રહૃદયના પટ હેઠળે ત્હારી રસજ્યોતિ ઝગી રહી છે.

તે દિન જગત્‌માં વાત ચાલી કે ચન્દ્રોદયે રાજનિવાસમાં રહું ત્હારો વિશ્વરાસ રમનાર હતો. પ્રભાતથીજ નગરવાસી-

ઓએ વિવિધ તૈયારીઓ કરવા માંડી; ને સમય પ્હેલાં ક્યારનોય ત્હારો મંદિર-ચોક પુરજનોથી પૂરાયો. કંઇકંઇ આશાભર્યાં મહાજનો રાસસ્થળની સમીપે વિરાજતા હતા. એવે ચન્દ્રોદયની ઘંટા વાગી ને સૌએ માનવચક્ષુ ત્હારાં રાસગૃહ તરફ વળ્યાં. પણ ત્હું તો ન જણાયો. ધીરે ધીરે સમારંભમાં કોલાહલ વધતો ગયો; પણ ત્હું તો મંદિરનું એક જીર્ણદ્વાર ધીરે ધીરે કોક ખખડાવતું હતું તેજ સુણયા જનો. ત્હું ઉઠ્યો અને અળગા રહી ગયેલ એ દરિદ્ર પાંથને ત્હારી સમ્મુખ ત્હેં પ્રવેશ આપ્યો. લજ્જાથી સારોય જનસમૂહ ત્યારે નમી પડ્યો. અભંગ શાંતિમાં ત્યારે ઓ પ્રભો ! જગતજનને ત્હેં સુણાવ્યું કે ચન્દ્રોદયનો ત્હારો વિશ્વરાસ પૂર્ણ થયો છે—ધારેથી મહાજનોને ત્યારે ત્હેં પૂછ્યું કે " વિશ્વરાસ કેવો થયો વારૂ ? " સૌ મહાજનોએ ઓ પ્રભો ! ત્યારે એમના નેત્ર વસ્ત્રો ઉતાર્યાં, ને ત્હારો દીનબન્ધુ સ્વીકાર્યો.

## વ્હાલાંની વિદાય.

વ્હાલાંને શીદ દઉં વિદાય ?
  વ્હાલાંને ક્યાંથી દઉં વિદાય ?
    આશાના પચરંગી રંગે
    રંગ્યું વ્હાલાંની સંગે
    મ્હારૂં ઉર
  એને શીદ દઉં વિદાય ?—વ્હાલાંને.
વ્હાલાંની ક્યાંથી લઉં વિદાય?
    મનમાન્યા વ્હાલાંની સંગે
    ગૂંથ્યાં હૈયાં ફુલડાં રંગે
    એવાં વ્હાલાં
  એને ક્યાંથી દઉં વિદાય ?
વ્હાલાંને ક્યાંથી કહું 'વિદાય' ?
    મોંઘાં મોતી હંસ ચરે ને
    રસના રસીયાં રાસ રમે ને
    એથીય મોંઘાં
    એ વ્હાલાં

એની શી રીત લઉં વિદાય ? – વ્હાલાંની
વ્હાલાંની ક્યાંથી લઉં વિદાય ?
નિર્જન વનમાં તાપ તપેને
વનવન માંહી દાવ બળેને
એ [illegible]ને [illegible] શાન્ત કરે ને
મારાં વ્હાલાં
એને ક્યાંથી કહું 'વિદાય' ?—વ્હાલાંને
વ્હાલાંને ક્યાંથી દઉં વિદાય ?
મુજ ઉરમાં કંઈ દાવ [illegible] ને
ભીતરના કંઈ ડાઘ [illegible] ના
આંસુના પટકૂળ રંગે જો
એવાં વ્હાલાં.
એને શી રીત લઉં વિદાય ?—વ્હાલાંને.
વ્હાલાંને ક્યાંથી કહું 'વિદાય?'
જયવંતા ને ફિર પધારે
સ્વપ્નોમાંયે આવે

# વ્હાલાંની વિદાય.

ગીતવિહોણા કાંઈ આવે
અજબ ગીત ગજાવે
ફૂલ ફળાવે
જાણે દેવો સુણવા આવે
એવાં વ્હાલાં
એને ક્યાંથી કહું વિદાય ?—વ્હાલાંને.

વ્હાલાંની શી રીત લઉં વિદાય ?
વ્હાલાંનાં મોતીનાં હૈયાં
એવાં વ્હાલાં
એની શી રીત લઉં વિદાય ?—વ્હાલાંને
વ્હાલાંને ક્યાંથી કહું 'વિદાય?'
વ્હાલાંની શી રીત લઉં વિદાય!
અદકાં વ્હાલાં
એની શી રીત લઉં વિદાય!
વ્હાલાંને ક્યાંથી કહું 'વિદાય?'
વ્હાલાંની વસમી થાય વિદાય.

પુસ્તક મળવાનાં ઠેકાણાં:

૧ ચેતન કાર્યાલય, ગોપીપુરા, સુરત.

૨ વ્યાસ એન્ડ બટુભાઇ

મથુરાદાસ રામદાસનો બંગલો.

ઘાટકુપર (જી. આઇ. પી.)

૩ સુપ્રસિદ્ધ બુકસેલરો.

છપાવી પ્રસિદ્ધ કરનાર: બટુ ઉમરવાડિયા.

"ચેતન" કાર્યાલય ગોપીપુરા-સુરત.

છાપનાર: ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક.

શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ બરાનપુરી ભાગળ-સુરત.